ધી બઝારગેટ ઍંગ્લોવર્નાક્યુલર સ્કૂલ.

# શિશુ સંગીત

તથા

# શિશુ સંવાદ.



પ્રયોજક અને પ્રકાશક—


રામકૃષ્ણ જેઠાલાલ જોશી.

હેડ માસ્તર ધી બઝારગેટ એ. વી. સ્કૂલ.



સને ૧૯૨૬.] આવૃત્તિ પહેલી. [પ્રત ૧૦૦૦

મૂલ્ય રૂા. ૦-૩-૦

# બોધ વચન.



૧ દેશના બાળકો એ દેશની મુડી છે; અને તે મુડીનો સદુપયોગ કરવાથીજ દેશની પ્રગતિ થાય છે ૨ આજની કેળવણી ઉપર કાલની સામાજીક સ્થિતિનો આધાર છે. ૩ બાળકો પ્રત્યેની બેદરકારી એ પ્રજાવધના અપરાધ સમાન છે. ૪ જે ક્ષણે બાળકનો જન્મ થાય છે ત્યારથીજ તેની કેળવણીનો આરંભ થાય છે. ૫ જે હાથ પારણું ઝુલાવે છે તે દુનિયા પર અમલ ચલાવે છે. ૬ કેળવણીનાં બીજ ઘરમાંજ વવાય છે, અને એ બીજના ઉપરજ બહુધા ભાવિ ફળનો આધાર રહે છે. ૭ પ્રારંભના વર્ષોમા શરીરનો વિકાસ એ મુખ્ય બાબત હોવી જોઇએ, અને શરીરના વિકાસની આડે આવતો અભ્યાસ તે વખતે તો મુલતવી રાખવો જોઇએ. ૮ બાળકનુ જ્ઞાન વધારવાને પિતાએ નવી નવી વસ્તુઓ બાળકના દૃષ્ટિપથમા આણવી જોઇએ. ૯ બાળકોમાથી મનુષ્યો થાય છે માટે કોની પાસેથી કેવુ શિક્ષણ અપાવીશુ તેનો નિર્ણય વાલીઓ કરતા થાય તો ઠીક. ૧૦ દેશની નીતિ ગૃહ અને શાળાનાં બાળકોની નીતિ ઉપર આધાર રાખે છે. ૧૧ જો કોઇ માતા પિતા વા શિક્ષક દેશને એક પણ સંગીન નીતિવાળુ બાળક તૈયાર કરી આપશે તો દેશની ઉચામાં ઉચી જાતની સેવા બજાવશે ૧૨ છોકરાને સારૂ પાછળ મોટી રકમ મૂકીને જવા કરતાં છોકરાને વિદ્યારૂપી વિશેષ ધન આપવામા આવે તો તે ખરેખર ઇષ્ટ અને આદરણીય ગણાય.

# શિશુ-સંગીત.

૧.

વંદું ભારતી જનકજનની
શિશ ચરણ તુજ બાળક—(૨)
વેદ રૂપ બિંદી ભાલે-જ્ઞાનકલા પુષ્પમાળ (૨) વંદું.
પૂણ્ય ધર્મ અમ ભૂમિ તું-સુરગણ ઋષિવર નિવાસ (૨)
દીન મણિ પ્રણતપાળ (૨)
માત શરણ તુજ બાળક (૨) વંદું.

સાખી.

ફુલ નહિ ફુલ પાંખડી, વ્હાલભર્યો ઉદ્દેશ...
અર્પીએ તુજ ચરણમાં-ઉજ્જવળ કર અમ દેશ —પુણ્ય.

૨.

ભલે આંગણે પધાર્યા અમ વ્હાલા મહેમાન, (૨)
લૂખાં માન આ અમ ઘેર નથી પૂર્યાં પકવાન, (૨)
પ્રેમ પુષ્પ હૃદય બાગનાં અમ બાળનાં સનમાન (૨)ભલે.
ભારતમાતનાં સંતાન તમે કહાવો, (૧)
દિવ્ય દેશના દેવાંશી તમે થાવો, (૨)
સુણજો નમ્ર અરજ બાળકોની વીરલા ગુણવાન (૨)ભલે.
શુભ વિદ્યાની વાડીઓ વિકસાવો (૨)
કળા જ્ઞાન હિન્દ જ્યોતથી દીપાવો (૨)
પાઠ આપજો સ્વતંત્રતાનો ધરવા સ્વમાન (૨)ભલે.

૩.

આનંદનો દિન આજ અમારા, તમે થયા મ્હેમાન (૨)
સોનાનો સૂરજ ઉગ્યો અમ તમો પધારે માન (૨)
ગરીબતણાં ઘર પાવન કરીયાં ... ... ... (૨)
કરવાં શું સન્માન—અમારા (૨) ... ... આનંદ.
પ્રાણ સમ પ્રિયજન તમે, અમ રંકતણા મ્હેમાન (૨)
પ્રેમ અનેરાં અંતરમાં પણ, ... .. ...
એ તો સૂકાં માન—અમારા (૨) ... ... આનંદ.
કલ્પ તરૂ ઉગ્યાં અમ દ્વારે, ઉજ્જવળને યશવ ન (૨)
કૃતાર્થ જીવન તમ દર્શનથી ... ... ... (૨)
ધન્ય ઘડી પુણ્યવાન—અમારા—(૨) આનંદનો.
સદ્ભાવે શિશુ ઉદ્યાને, સિંચન કરતા જ્ઞાન, (૨)
અમર કીર્તિ થાઓ આ જગમાં (૨)
વિજય કરો ભગવાન—તમારો—અમારા (૨) આનંદ.

૪.

પુરા પ્રેમથી વંદન માતપિતાના પાદામ્બુજે પ્રથમે કરૂં,
તીર્થ પવિત્ર અને સુચરિત્ર, દેવદેવીને પછીથી સ્મરૂં-પુરા.
જન્મ સુધારક દેહ ઉદ્ધારક, ને પ્રતિ પાલક દેવ ગણું,
શુભ સેવાના લ્હાવા લેવાને હંમેશાં, આજ્ઞા ઉઠાવી ઉપાધી
હણું—પુરા.
આધી વ્યાધી અતિ કષ્ટ સહી, સુખદાયક દેવી वन्दे मातरम्,
મમ તન મન ધન તમ શરણે સોંપી, સાષ્ટાંગ वन्दे गुरु पितरम्-પુરા.

૫.

અમોને પ્રાણથી પ્યારો, અમારો દેશ હિંદુસ્તાન;
અખીલ બ્રહ્માંડમાં ન્યારો, અમારો દેશ હિંદુસ્તાન.

હિમાલય શા ઉંચા પહાડો, જે સ્પર્શે સ્વર્ગથી આસમાન;
સિંધુ ગંગા યમુનાદિ નદિઓ દઇ રહી અમીપાન.
કળા કૌશલ્ય વિજ્ઞાનો, તણાં અહિંથી ફુટયાં ઝરણાં;
ઉપનીષદ્ વેદ ગીતા બ્રહ્મ વિદ્યાનાં અનેરાં ગાન.
રગે રગમાં અમારી માતૃભૂમિના ફરજ ઉપકાર;
અમો સંતાન નિજ કર્તવ્ય, ફરજે મા ઉપર કુરબાન.
(હિંદ કીર્તન).

૬.

તું માતા, તું છે પિતા, તું બંધુ જગનાથ;
તું સઘળું દેનાર છે, સાચો તું સંગાથ—૧.
તારી આ દુનિયા બધી, તારા સૂરજ ચંદ્ર;
તારાથી સહુ જીવીએ, કરીએ નિત આનંદ—૨.
કાલાં ઘેલાં બાળકો, નમીએ નામી શીશ;
સાચી સમજણ આપજે, ઓ મોટા જગદીશ—૩.

૭.

ધરી ઉર સ્વદેશનું અભિમાન,
કરો સૌ આર્ય ભૂમિ સન્માન—(૨)
કરો જો પરોપકારી કામ (૨)
એક કુટુંબી ભાઇ આપણે, ભારતનાં સર્વે સંતાન (૨)
દેશ-ધર્મની ઉન્નતિ અર્થે (૨)
વીરલા અર્પે નિજ બળીદાન-ભાઇ (૨) પરોપકારી.

સાખી.

ભાગ્ય અસ્તાચળ થયું, હિણભાગી ભારત વર્ષનું;
નવિન હુન્નર આજ કયાં. વિજ્ઞાન આર્યાવર્તનું.

જે ટુકડા દેતી બીજાને આજ તે ટુકડા પરે (૨)
નિજ સંતતિ ધંધા વિના મરતી જુઓ નજરે અરે (૨)
સ્વાર્થ ત્યાગી સૌ દેશપ્રેમીનું, થજો સદા કલ્યાણ.
પ્રભુ તેનું કરો સદા કલ્યાણ (૨) કરો જો ધરી.

૮.

અમારી સાથ નિશાળે, પ્રભુનાં બાળકો આવે,
પ્રભુ પોતે ગુરૂ થઇને, અમોને પાઠ શિખાવે,
અમારી મૂર્ખતા ટાળી, અમોને જ્ઞાન એ આપે,
અનેરી ચેતના જગવી, અમારી મંદતા કાપે.
ભરેલા મેલથી પૂરા, અમોને શુદ્ધ એ કરતા,
અમારી બીક છોડાવી, હૃદયમાં શૌર્યને ભરતા;
પશુમાંથી અમે દેવો, ગુરૂના યોગથી થાતા;
પ્રભુનાં બાળકો સાથે, સદા ઉન્નત પદે જાતા.

( બાળગીતમાળા. )

૯.

કુમળી વયનું નંદનવન તે શાળા એક ગણાય;
રસ પીવા રસીયા બાળક વૃંદ, આનંદે જ્યાં જાય,
અહો તે શાળા એક ગણાય.
માત ઉછંગે બેસી જયમ, બાળક પય પીવા જાય;
તેમ શાળા ખોળે જઇ બાળક, જ્ઞાન સુધા પી જાય,
અહો તે શાળા એક ગણાય.
ભવિષ્ય જીવન ગુંથે માતા, મુકે સદ્ગુણ સાર;
સ્નેહ રસે ઝુલાવે બાળકને, હૃદયે રાખી પ્યાર,
અહો તે શાળા એક ગણાય

માતા ઉરના આશિષનો દે, બાળકને ભંડાર;
મધુરાં બોલે બાળ હૃદયમાં, સીંચે અમૃતધાર,
અહો તે શાળા એક ગણાય.
ભેદ બતાવી અભેદ શીખવે, દોરે પુનીત પંથ;
પળતા પરમાનંદ પથે, પછી દીસે શ્રીભગવંત,
અહો તે શાળા એક ગણાય.
( ગા સુંદર. )

૧૦.

તન કેળવો શિક્ષણ ગ્રહી, સૌ સંગમાં અંગમાં ધરી ઉમંગ,
દ્રઢ મન કરો, મગદળ ગ્રહી, કસરત કરો નિત્ય લઇને ખંતઃ
રાખ તું યાદ તે અંગ સુધારક, ચાહક ડ્રીલ તણો બધુ થા, (૨)
રાખીને નેકને ટેક વિવેકને, સત્ય વચની ને સુસંગી થા; (૨) તન
કાયા કંચનવત્ ચાહે જો તુજ મન, પ્રમાદ ત્યાગી ચતુર તું
બનજે (૨)
અંગમાં બળ બુદ્ધિ પામી સર્વદા, ભીમના જેવું તુ
શૌર્યજ ધરજે (૨)
કસરત તેજ બળનો આધાર, બળ તે તન સુધારક ધાર (૨)
લાવીને પ્રેમને શીખે જો ડ્રીલને કદી તેથી વીર કોંદિ ન થાય (૨)
શુદ્ધ ખોરાકને ગ્રહી સુવસ્ત્રને, દિર્ઘાયુ બની સદા સુખી થા (૨) તન

૧૧.

ચાલો આવો કરવા ખેલ આગગાડીનો સઉ,
સીધા ઉભા રહી સાથે ડબ્બા જોડીને સઉ.
સીટી વાગે સીટ, સીટ, ઉભી રહેશે નહિ મીનિટ,
વાવટો લઇ ગાર્ડ માસ્તર આપે હુકમ, વન, ટુ, થ્રી,

છુક છુક છુક છુક ચાલી ગાડી, એન્જીન જોડેલુ અગાડી,
આ પેલી સીગનલ પાડી, સ્ટેશનપર, આવી ગાડી,
ચાલો, ચાલો ભાઇ બેસો ગાડીમાં જલદી તમે,
મેવાવાળા, ચીવડાવાળા, મજુરો તો ભમે.
જામે જમશેદ, એક આનો, ટાઇમ્સ ઓફ ઇન્ડીયા, એક આનો.
પાનસોપારી, ભજીયાં ગાંઠીયા, છે આ હુલવો માહીમનો-છુક.

( રા. કે. કે. જોશી )

૧૨.

અમે તો ન્હાનાં કોમળ બાળ, અમારે ભણવાની નિશાળ (૨)
ભણવું ગણવું વ્હાલું અમને, મહેતાજી પર વ્હાલ,
વહાલ અમારા ભાઇબંધો પર વ્હાલી સારી ચાલ-અમે તો.
ભણી ગણીને મોટા થઇશું, કરશું સારાં કામ,
ઉપકારો એ ગુરૂતણા છે, નમીએ કરી પ્રણામ-અમે તો.

( રા. સરિત. )

૧૩.

અમે હસતાં રમતાં બાલકડાં, અમને રમત બહુ વહાલી,
અમે બાળ બાગનાં પંખીડાં, અમને ગમત બહુ પ્યારી.
અમે કળીએ કળીએ સુગંધ ભરીએ, ફરીએ ડાળી ડાળી,
કિલકિલ કરી વન ગજાવી દઇએ, હરખે જેમ જગમાળી;
આળસુને ઉમંગી કરીએ, માંદાને પણ સાજા કરીએ,
હસીએ રમીએ શું કામ ડરીએ, લડીએ રડીએ કદિ ન જરીએ.
છે રખવાળી મોટા પછી શેની ફીકર કોની કરીએ—અમે.

( રા. ગો. ક દેલવાડાકર.

# શિશુ-સંવાદ.



( આનંદોત્સવ પ્રસંગે ભજવવાનો પ્રયોગ. )



ભારત સ્તુતિ.

સર્વે—ભારત દેવી તું અમ માતા, ચરણે શરણે સૌ જન લે,
હિંદ તણી ભૂમિ હરિયાળી, વીર જનેતા તું અમ છે;
અમો બાલુડાં નાનાં સર્વે, રક્ષણ કર્તા તું અમ છે,
ભૂલચૂક અમથી જે થાતી, સુધારનારી તું અમ છે-ભારત.

સાખી.

દેશ દાઝ અમ ઉરમાં, અમૃત સમ વરસાવ,
શુભ વિદ્યા ફુલવાડીઓ, ગૃહ ગૃહમાં વિકસાવ.

નાવ અમારૂં સંકટમાંથી તારવનારી તું મૈયા,
સદ્‌બુદ્ધિ દે સૌ બાળકને, અમૃતનયની રે મૈયા-ભારત

સૂત્રધાર—મિત્રો ચાલો, પ્રથમ અત્રે પધારેલા સજ્જનોને અભિવંદન આપી
પછીથી આપણે આપણા કાર્યની શરૂઆત કરીએ.

## અભિવંદન.

સર્વે—આવો આવો પધારો, અમ બાળ મહેમાન;
અંતરના વ્હાલે વધાવીએ.... ... ...(૨)

અમો દીન તણા અદના અવાસમાં,
તમો ભાગ્યશાળીના અતિ ઉલ્લાસમાં,
ક્યાંથી પગલાં પનોતાં, અમ બાળ મહેમાન–અંતરના.

નથી કલગી કે હાર હેમ ફૂલના,
નથી હીરા માણેક મહા મૂલના;
માત્ર હૈયાના ઉન્હા ઉમળકા તૈયાર–અંતરના.

શાંત સાદાં અમારાં છે આંગણાં,
શાંત સાદાં અમારાં વધામણાં;
વેણ સાદાં પણ દેવાં અમોલાં સન્માન–અંતરના.

નમ્ર આવું અમ સ્વાગત સ્વીકારશો,
વિમળ હૃદય તણા ભાવને વધારશો;
એજ વિનતિ તમોને અમ બાળ મહેમાન–અંતરના.

બાળક—મહાશય ! આજના આવા માંગલિક પ્રસંગે આનંદને બદલે આપની મુખમુદ્રા ઉપર શોકની છાયા કેમ છવાઇ રહી છે ?

સૂત્રધાર—કંઇ નહિ ભાઇ !

બાળક—તો પણ ?—

સુત્રધાર—શું કહું ? અત્યારે તમો જે માતાની સ્તુતિ કરી રહ્યા છો તે માતા ભારતની હું હાલહવાલી જોઇ રહ્યો છું.

બાળક—કેમ વારૂ ?

સૂત્રધાર—એક વખત પૂર્વે જે દેવીઃ—

હુન્નર અને કળા તણા ચળકાટથી જે ઓપતી,
ઉદ્યોગ વ્યાપાર અને ચાતુર્યથી જે શોભતી;
શૂરવીરની જાયા અને જ્ઞાનની પ્રતિમા હતી,
દેવી દયાળુ દીનની સફળતી છાયા હતી.

બાળક—ત્યારે અત્યારે ?

સૂત્રધાર—અત્યારે ! અત્યારે તોઃ—

ઉદ્યોગ હુન્નર કળા તણી ઉડતી ખાખ દેખાએ,
મલકાતી છલકાતી ન એ સંપત્ત દેખાએ;
વિપત્ત આફત આજ શિરે-છવાયાં પૂર દેખાએ,
ગઈ શુદ્ધિ ફના સંપત્ત, કરે જ જીર દેખાએ.

બાળક—મહાશય ! આપ એમ કેમ બોલો છો ? જ્યાં લાખો ધનાઢ્ય મનુષ્યો. આઠે પહોર આનંદ મોજશોખ અને સુખને ઝુલણે ઝુલી રહ્યા હોય, ત્યાં હિંદુસ્તાનની હાલહવાલી અમારાથી કેમ કબુલી શકાય ? જ્યાં એક નહિ, પરન્તુ સેંકડો કારખાનાંઓ ચાલુ હોય, જ્યાં વ્યાપારીઓ વ્યાપારમાં આઠે પહોર રચ્યાપચ્યા રહેતા હોય, તેવા દેશને ઉદ્યોગ હુન્નર અને કળાથી વંચિત કેમ કહી શકાય ? જ્યાં સેંકડો મોટરોનાં ભુંગળાં કાનને ફાડી નાંખતાં હોય, અમરાપુરીનું ભાન આપનારી પારાવાર બિલ્ડીંગો શહેરોને શોભાવી રહી હોય, સર્ચ લાઇટને લજાવે

તેવી ઇલેક્ટ્રીક ગેસ અને કાર્બન લાઇટો ઝગઝગી રહી હોય, ત્યાં ગરીબાઇ અને નિર્ધનતા ક્યાં રહી ? જીવ ભમે ત્યાં ફરે, અને મન ગમે ત્યાં મહાલે, પછી ગુલામી આપ કોને કહો છો તે જરી સમજાવશો ?

સૂત્રધાર—બાપુ ! આ તારા પ્રશ્નોના ઉત્તર એક નહિ પરંતુ આખાં પુસ્તકોના પુસ્તકો આલેખાય તેટલા મારી પાસે છે; પરતુ અત્યારે સમયના અભાવે હું તને ટુંકમાંજ જણાવીશ કે હિંદ જેટલું બુદ્ધિમાન છે તેનાથી અધિક લાચાર અને અશક્ત છે; તેનું ભાવિ અત્યારે કુંભકર્ણની ઘોર નિદ્રામાં ઘોરે છે. વારૂ મને કહેશો કે ભારતમા કળાઓથી પદાર્થો ઉત્પન્ન કરવાની શક્તિ છે કે ? ભારતનો કુલ વ્યાપાર ભારતનાજ હાથમાં છે કે? સોના, ચાંદી, ચા અને કાપડને બાજુએ મુકતાં, કોલસા કાગળ અને ગ્યાસલેટ જેવી વસ્તુના કારખાનાની એક પાખ પણ ભારતને પનારે છે કે ? અરે ! રેલ, ટ્રામ, પોસ્ટ અને તારનો એક નજીવો વહીવટ પણ જ્યાં તમારે હાથ નથી, જ્યાં પોતાના જીવનનો તમામ આધાર પારકી કળાઓ ઉપર ટકી રહ્યો હોય, ત્યા પછી ગુલામી નહિ તો બીજુ શું ! મોટરોની આવજા, બીલ્ડીંગોની શોભા, લાઇટોનો આનંદ, અને સંખ્યાબંધ મીલોનાં ભૂંગળાઓ, એ દેશની સાચી શ્રીમંતાઇ નથી. એ તો અનુકરણનું દાસત્વ ! ઉપરનીજ ટાપટીપ !

બાળક—જે મીલો લાખો જીવોને નિભાવે છે તે મીલોની હયાતી નિરૂપપયોગી કેમ લેખી શકાય ?

સૂત્રધાર—એટલાજ માટે કે તેની ખરી મલાઇ વિદેશીના ભાગ્યની

છે. ભારતના ભાગ્યમાં તો એજન્ટપદવી, દલાલી અને મજુરીજ છે

બાળક—ત્યારે શું તેથી હિંદની તેવા કારખાનાંઓ નિભાવવાની પ્રવૃત્તિ છુટી પડે છે!

સૂત્રધાર—પૈસાનો ભોગ અને મહેનતના પ્રમાણમાં તો તેમજ!

બાળક—ત્યારે શું! હિંદ, શ્રીમંતોથી સાવ વંચિતજ છે કે?

સૂત્રધાર—મોટા ભાગમાં જ્યાં નિર્ધનતા દેવીનું સામ્રાજ્ય, ત્યાં કદાચ થોડો ભાગ પોતાના પગપર ટકી શકનારો હોય તેથી શું? તે તો સેંકડો આંધળાઓમાં એક દેખતા જેવું ઉદાહરણ!

બાળક—સત્ય છે. અમોને હવે ખાત્રી થાય છે કે અત્યારે હિંદુસ્તાન ખરેખર દુઃખનો કોળીઓજ છે. મહાશય! એ દુખથી બચવાનો કંઇ ઉપાય?

સૂત્રધાર—શ્રીમંતોની પવિત્ર ફરજ. જ્યાં પોતાનાં લાખો બંધુઓ એક મુઠી અનાજ વિના ટળવળતાં હોય, તેવા આપદ સમયે, સોનાના પાત્રોમાં પોતાના પીરસેલા મીઠા પદાર્થોને ઝેર સમા ગણી તેને ફેંકી દેવા, એ દેશના દરેક દાના શ્રીમંતની પવિત્ર ફરજ છે. પરન્તુ અફસોસ! અત્યારે તો તેને બદલે અનુકરણનું દાસત્વ સ્વીકારવામાં આવ્યું છે. માનચાંદની ફીકી લાળો ચાટવાને માટે સ્વમાન, સ્વગૌરવ અને પોતાની વહાલી સ્વતંત્રતાનાં લીલામો થાય છે. અધિકાર સત્તા અને પદ્વિઓની નિષ્ઠુર લાલચોને માટે આખા સ્વદેશનું હિત, પોતાના સ્વાર્થી જડબામાં ચાવી

જવાય છે. તેઓએ સમજવું જોઇએ કે મોજશોખ, આનંદ અને સુખ એ મોક્ષનાં દ્વાર નથી. સર અને જે. પી. ની લુખી લહાણીઓ એ કલ્યાણકિનારો નથી; સત્તા, અધિકાર અને શણગાર, એ યમકિંકરના મુદ્દગળ મારથી બચવાનું સબળ સાધન નથી. પોતાના સ્વાર્થને માટે આખા દેશનું માનભંગ કરનાર રાક્ષસી પ્રવૃત્તિ, એ, આ મિથ્યા સંસારમાં મોહ અને માયાના પાસથી મુક્ત કરનારી નથી. જે પ્રવૃત્તિ પોતાનુ અને પોતાના દેશનુ માન, ગૌરવ અને ઇજ્જત સાચવતી હોય તે આદરવી, જે શ્રીમંતાઇ મોક્ષના દ્વાર ખુલ્લાં કરતી હોય તે વાપરવી.

બાળક--એટલે શું ? શ્રીમતોએ પોતાની શ્રીમંતાઇનો બહિષ્કાર કરવો ?

ત્રધાર--બહિષ્કાર નહિ. પરન્તુ સદુપયોગ ! (નેપથ્યમા ગાયન સંભળાય છે.)

× × × × ×

બાળક—મહાશય ! આ સૂર ક્યાંથી ?

સૂત્રધાર—એ સુર પોતાના સ્વદેશને પોતાની તમામ સંપત્તિ અને જીવન સમર્પણ કરનાર, સાચા વિરલા દેશભકતોનો છે; તેઓ આ નગરીમાં રાષ્ટ્રિય હિતાર્થે ફંડ એકઠું કરવા, ઘેરઘેર ભિક્ષા માગવા નીકળેલા છે. જુઓ, તેઓ લક્ષ્મીદાસ શેઠના ઘર તરફ વળ્યા. આવો, આપણે પણ ત્યાં જઈએ. તેઓની અમૃતવાણીનો આપણને પણ કંઇક લાભ મળશે.

બાળક—હા, ચાલો સત્વર ચાલો. (જાય છે.)

## ડ્રીલ.

ગાયન.

પ્રિય ભ્રાતા, ગીત ગાતાં કસરત કરી તન કસીએ;
દૃઢ મન બળ, પુષ્ટ તન બળ, થઇ ધીર વીરતા વરીએ.
સુયોગી, નીરોગી, કસરત વ્રુત ધરી થઇએ;
સુસંગે, ઉમંગે, ડ્રીલ કરી તન હિત કરીએ
સતકારી, વ્રુતધારી, થઇ ઝળકિત ઝગઝગીએ;
રણ રંગે, મન જંગે, ઘૂમી અરિ દળ દળીએ.
દંભ વેષે, દેશ દ્વેષે, અસતેમનથી ડરીએ;
દેશ સેવા, યશ લેવા વિણ જીવન વ્યર્થ ગણીએ.

સ્થળ - લક્ષ્મીદાસ શેઠનું ઘર.

(લક્ષ્મીદાસ પોતાના ઘરમાં બેસી વર્તમાનપત્ર વાંચતા જણાય છે. તેટલામાં દેશનેતાઓનું ગાયન ગાતા આવવું. શેઠનું ગુસ્સે થવું.)

ગાયન.

દેશનેતાઓ—

નંદન વન સમ દેશ અમારો, વ્હાલો હિંદુસ્તાન,
હૃદયમાં વ્હાલો હિંદુસ્તાન.
કરીએ વિજયનાં ગાન, બનીને તાન મહીં મસ્તાન,
અમારૂં એજ હૃદયનું ધ્યાન... ... ... ...નંદનવન.
શ્રેષ્ટ સદા કૌશલ્ય કળામાં, વિદ્યા લક્ષ્મીવાન;
ધર્મ જ્ઞાન વડે અવનીમાં, ઉજવળ ને યશવાન.

ગાય ઈંદ્રાદિક જેનાં ગાન, રહે સંપી જ્યાં સૌ સંતાન;
'स्वर्गादपि गरीयसी' એ ભારત માત પ્રણામ...હૃદયમાં.

ગાયન.

લક્ષ્મીદાસ—

વ્યર્થ મુડી જો જતી, વ્યાપાર એ શું કામના?
કવાથ વિષરૂપ નીવડયા, એ કવાથ પછી શું કામના?
બાળી ઘર તીરથ કર્યાં, જગે કરીશું નામના?
જોગી થઇ ચિત્ત ભોગમાં, એ જોગી પછી શું કામના?

ભૈયા ?

ભૈયે.—( આવીને ) જી હજુર.

લક્ષ્મીદાસ—યેહી સબ ઢોંગીયોકો ધકકા મારકે દુર કરો.

ભૈયો—અચ્છા. અયે....... ( ધક્કા મારવા જતા. )

સત્યવીર—અફસોસ ! જે આર્ય ભૂમિનાં પવિત્ર સંતાનોએ પોતાના પ્રિય ધર્મને માટે પ્રાણાર્પણ કર્યા છે તેના તનુજો આજે ધર્મને નામે ત્રાસે છે! તેના અનુયાયીઓને ધિકકારે છે!

અરે ઓ વિપરિત કળી ! તારી પ્રબળ સત્તા શું શું નથી કરી શકતી!

ભૈયો—( સાધુઓને ) ચલાઓ.

ધર્મવીર—શેઠજી! આ શું યોગ્ય થાય છે?

લક્ષ્મીદાસ—શું કહ્યું !

કર્મવીર—પર્જન્ય આપે પાક, આજે અગ્નિ ઝરે છે;
પાલકથી સંહાર, ભૂમિ ભારે મરે છે.

લક્ષ્મી૦—કેવળ ભિક્ષાપર જીવન ગાળનાર ભિખારીઓને હુ ધિકકાર છું એટલુંજ નહિ પરંતુ એવા એદીઓને હું મારા પૂર્ણ દુશ્મન સમજું છું.

ન્યાયનેતા—પાયા વિનાની દિવાલપર મહાલય ચણાશે નહિ. ભૂતને નામે ભડકશો નહિ, અમો તેવા ભિખારીઓ નથી.

લક્ષ્મી૦—ભિખારીઓ નહિ તો ગરીબ ગૃહસ્થ હશો.

ધર્મ૦—ગમે તેમ સમજવાને આપના મનના આપ માલીક છો.

સત્ય૦—કહ્યું છે કે કમળાવાળા મનુષ્યને પીળાશ સિવાય બીજુ કંઇપણ દેખી શકાતું નથી, તે ખોટું નથી જ.

લક્ષ્મી૦—તમોને ખબર છે કે તમો અહી કયાં છો ? સંભાષણ કોની સાથે કરો છો ?

સત્ય૦—અમો ભૂલતા ન હોઇએ તો અમો આ શહેરના એક મોટા શ્રીમંત સાથે વાત કરીએ છીએ.

લક્ષ્મી૦—છતાં આગળ કેમ વધે જાઓ છો !

સત્ય૦—અમોને ખાત્રી છે કે અમારાથી હજુ સુધી કોઇપણ અન્યાય યુકત શબ્દ વપરાયો તો નથી જ.

**લક્ષ્મી૦**—શું તમે સમજી શકતા નથી કે તમારી સાથે વાત કરવાને હું લાયક છું ? કયાં મેરૂ અને કયાં કંકર ? કયાં સિંહ અને કયા શિયાળ ! કયાં હું એક નામાંકિત મોભાદાર શહેરી અને કયાં એક તમો ખુણે ખાંચરે પડી રહેનારા ઘરબાર વિનાના ભટકતા ભિખારી ! મોટાઓ સાથે વાત કરવાનો મોહ હોય તો પ્રથમ તપ આદરી કોઇ દેવને પ્રસન્ન કરો, મોટાને ત્યાં જન્મ લેવાનું વરદાન મેળવો, સમજ્યા !

**ધર્મ૦**—મોટો ? મોટો કોણ ? મોટો તો પ્રભુ !

**લક્ષ્મી૦**—પ્રભુ છે કયાં ? આ જગતમા તો જર જમીન અને જેહમતનું જેની પાસે જોર તે જ મોટો પરમેશ્વર. સમજ્યા !

ગાયન.

માનચાંદ પામવા, ડેન્સ પાર્ટીઓ ભરૂં; (૨)
ચોપાટી બેન્ડ સ્ટેન્ડમાં સુખે હરૂં ફરૂં. (૨)
દાસ લક્ષ્મીનાથ એથી, હામ, દામ, ઠામ; (૨)
હીરા મળે, મોતી મળે, કરે સહુ સલામ. (૨)
દેશનાં દુઃખો થકી, દુઃખી હું શીદ બનું; (૨)
ચોપાટી બેન્ડ સ્ટેન્ડમાં, સુખે હરૂં ફરૂં. (૨)

**સત્ય૦**—શેઠજી ! તમો ભુલો છો, આ જગતમાં તો—

કોઈ સેવાથી કોઇ દેવાથી, કોઇ ભીખ થકી પુરૂં કરતા;
કોઇ દંભી થઇ કોઇ ફંદી થઇ, કોઇ પેટ જુગારી થઇ ભરતા.

કોઇ ભાગ થકી કોઇ લાગ થકી, કોઇ માગણ થઇ જગમાં ફરતા,
કોઇ કરામત કોઈ ખુશામત, કોઈ ગુલામ બની પુરૂં કરતા.

ધર્મ-સ્વારથી આ જગ ઝેરી દુનિયાં, સ્વારથીઆ હરતા ફરતા;
ખાલી જાયા માયા છોડી, અંતે ખાલી થઈ મરતા.

કર્મ-ખાઇ ખેલી ખંતેથી, છો મોટા થઇ જગમાં ફરતા;
સત્ય કહુ મોટા એ ખોટા, મોટા જે દેશ દાઝે બળતા.

**લક્ષ્મી૦**—દેશદાઝ ! શું મારે દેશની સેવા કરવી ?

**ન્યાયનેતા**—સાચી કમાઇ તો તે જ છે.

**લક્ષ્મી૦**—તમારી માફક હુ અશકિતમાન ભવેત્ સાધુ નથી.

**ધર્મ૦**—અહો ભાગ્ય તેનાં કે જેના હૃદયમા દેશ ગૌરવનો ઝરો વહ્યા કરે છે. દેશને માટે થએલો સાધુ તે સાધુ નહિ પણ સાક્ષાત્ પરમાત્મા છે.

**સત્ય૦**—હું કહીશજ કે જેનું હૃદય દેશહિતને માટે શૂન્ય છે તે દેશદ્રોહી નરાધમ ભુમિને ભારરૂપ છે.

ગાયન.

દેશનેતાઓ—

ભલી આ ભાર્ત ભૂમિમાં, વસીને કાળ ગાળ્યો છે;
ગણે નહિ પ્રાણથો પ્યારી, જીવે તદપિ મુઆ સમ છે.

હશે કો મૂજી ભારતમાં, નથી જેને દયા દિલમાં; (૨)
જીવન તેનું વૃથા ગણવું, વિચારે છે સાધુ જ્ઞાની (૨)
અરે લક્ષ્મી તણા લોભી, નથી કો'ની રહી જાણી; (૨)
તમારી જે થઇ આજે, બીજે ગઇ કાલ જાણી છે. (૨)
કરી લે સાધના સાચી, વહી જાતો સમય વેગે; (૨)
ચડી નૌકા સુકાની જો, ખરાએ આજ તારી છે! (૨)

કર્મ—ખાધાં અને પીધાં એ તો પશુ અને પક્ષીઓએ પણ કીધાં;
પછી તફાવત શું રહ્યો જો માનવે પણ તેજ કીધાં.

ન્યાયનેતા—સાચાં જુઠાં કરી ધર્મ ન્યાય અને નીતિના ભોગે એકઠી કરેલી નિષ્ઠુર લક્ષ્મી માત્ર તીજોરીમાં પુરાઇ રહી તો પછી તે લક્ષ્મી નહિ પણ મૃતિકાજ. તે શુ કામની લક્ષ્મી?

લક્ષ્મી૦—શુ કામની? મીલ માળાઓના માલીક મોટરોમાં સફર, સુશોભિત ગાર્ડનોની લહેર, ગેધેરીંગ મેલાવડાઓમાં અગ્રસ્થાન માટે સહાયભુત, માનચાદની લ્હાણીનું સબળ હથિઆર, ડેન્સ મીજલસોનો જમણો હાથ.

કર્મ૦—શેઠજી એ સાચી કમાણી નહિ પરંતુ કરેલા ઉંધા વેપારની ખોટ.

લખ્યા વિધિએ લેખ, ટાળી કોઇ ના શકયા;
રત્ન જડયાં તો શું થયું, કર્મે કંકર જો લખ્યા.
તન જોબન ને જોમ, ફના પળમાં થઇ ગયાં,
ચડયાં ચોમાસે પુર, જાતાં ચોમાસું વહી ગયાં.

લક્ષ્મી૦—તમો શું કહેવા માગો છો તે હું સમજી શકતો નથી

ધર્મ૦—અમો દેશના સેવકો તમોને વિનવીએ છીએ કે ઓ દેશના શ્રીમંતો ! તમો દેશના કલ્પવૃક્ષ છો. ગરીબો તમારા આશ્રિતો છે. તમારો દીન દેશ અત્યારે અધોગતિને છેલ્લે પગથિએ છે. તમારા લાખો બલ્કે કરોડો ઘરબાર વિનાના શહેરીઓ આધાર વિના સહાયતા વિના ઉત્તેજન વિના દુઃખના દાવાનળમા શેકાઇ ખાખ થાય છે. તેમનાં દુઃખોમાં ભાગ લેવા તત્પર થાઓ. તૈયાર થાઓ.

લક્ષ્મી૦—ફરી એનુ એ. તમોને ખબર નથી કે મેં તમોને સાફ સાફ જણાવી દીધું છે કે ગરીબોને પોષવા તે હું ઝેરી વૃક્ષને ઉછેરવા બરાબર સમજુ છું.

કર્મ૦—નવાણુ પાણી પીએ. ધરા બીજ છુપાવે, માતા પોતાનાં બાળકને ધાવણને બદલે ઝેર આપે એથી અધિક બીજો કયો અધઃપાત!

સત્ય૦—તમારા જેવા શ્રીમંતો પોતાના દીનબંધુઓને અધોગતિના કુપમાં ડુબવા દેશે પછી દેશના ઉદયનાં તો સમણાંજ સમજવાં.

ધર્મ૦—શેઠજી ! સમજો અને વિચાર કરીને જોશો તો જણાશે કે તમો, શ્રીમંત મહાલયોને ટકાવી રાખનાર ગરીબ થાંભલા છે.

લક્ષ્મી૦—એવાં કાર્ય કાં ન કરવાં કે એક કાર્યમા બે લાભ સરે ?

ન્યાય૦—કઇ રીતે ?

લક્ષ્મી૦—જાહેર લેકચર હોલો, રમણીય ગાર્ડનો, સુશોભિત મહાલયો બંધાવી તેની અંદર વડવાઓનાં બસ્ટ જાહેરમા ખુલ્લાં મુકી

દેવાં કે જેથી તેનો લાભ સૌ કોઇ લઇ શકે, આ પહેલો લાભ. અને બસ્ટોની શોભાથી લોકો કીર્તિ ગાય તે બીજો લાભ.

કર્મ--અફસોસ !!! ગાર્ડનો ખુલ્લાં કર્યાં, બસ્ટો ઉભાં કર્યાં, તેથી તમારા દેશનાં શું હિત થયાં ? અરે તમારા દીનબંધુઓનાં શું દુઃખ ફીટી ગયાં !

સત્ય-છો ગુમાન હો ઇન્સાનમાં, બસ્ટો અમે ખુલ્લાં કર્યાં,
નથી પરવા ત્યાં પડી શે, આપ શાણાઓ ઠર્યા.

ધર્મ-ડેન્સ આપી પાર્ટી, મેલાવડાઓ શું ભર્યા?
મીલ માળાઓ વસાવી, મોટરોમાં કયાં ફર્યા?

કર્મ-લાલચ ધરી કીર્તિ તણી, કયાં લખલુટ પૈસા દીધા?
સેન્ટ લવેન્ડર અત્તરો શું, વાપરી શોખો કીધા?

ન્યાય-અમીર હો ભુપાળ યા, બાહોશ હો ખટરાગીઆ,
કો લખપતિ ના ઓળખે, ત્યાં ઠોકરે ટકરાતીઆ.

સત્ય-મહાંત્ર મગતરાં સમા, કિરતારના દરબારમાં,
જે આપતા ઇન્સાફથી, તે પામતા ઇન્સાફમાં.

કર્મ૦--ખરો શ્રીમંત એ છે કે જેની રગેરગમાં દેશનું ગૌરવ ઉછળી રહ્યું છે. જેના હૃદયમાં દેશદાઝનો ભડકો સળગી રહ્યો છે.

સત્ય૦--જેનું હૃદય દેશ લાગણી માટે શન્ય છે તે દેશનો એક લક્ષા-

ધિપતિ હો પરંતુ તે દેશની લાગણી ધરાવતા એક ટંકપર જીવતા ઘરબાર વિનાના રંક ભિખારી કરતાં પણ વધારે ગરીબ છે.

**લક્ષ્મી૦**—એ માત્ર તમારા બોલવાના બોલ છે આ તમારા શબ્દો પારકાઓને જતી કરવા જેવાં છે. વારૂ ! મારી જગ્યાએ તમો શ્રીમંત હો તો શું કરી શકો !

**સત્ય૦**—અમો તમારા જેટલા શ્રીમંત હોઇએ તો અમો શું કરી શકીએ ! અમો ઘણું ઘણું કરી શકીએ. ઘણું ઘણું કરી શકીએ. સાંભળો શેઠજી ! હું જો શ્રીમંત હોઉં તો મારો એકે એક પૈસો મારા લાખો બંધુઓ કે જે આધાર વિના સહાયતા વિના અને ઉત્તેજન વિના અધોગતિના ઉંડા કુપમાં ડુબકા મારે છે તેમના ઉદ્ધાર માટે ખરચ કરૂં. મારા હૃદયરાજ્ય પર આત્મબળ અને સત્યાગ્રહનું સામ્રાજ્ય સ્થાપું. દુનિયામાં તિરસ્કારની દ્રષ્ટિએ મૂકાએલા મારા નિરાધાર બંધુઓને એક આબાદાર શહેરીની પંકિતમાં મુકવાને મારૂં તમામ ધન તેમાં રોકું. એટલુંજ નહિ પરંતુ દેશના મૃતપ્રાય થઇ ગયેલા અને થતા જતા ગૃહ ઉદ્યોગો તથા કળા કોશલ્યોને સજીવન કરૂં. અને તેના સાધનભુત હથિયાર દેશના કારીગરોને ઉત્તેજન આપું.

**ધર્મ૦**—અને હું જો શ્રીમંત હોઉં તો દેશનાં કળાકૌશલ્ય અને હુન્નર ઉદ્યોગોને ખીલવવા મારી તમામ પુંજી દેશને અર્પણ કરૂં. જ્યાં સુધી મારા દેશનો એકે એક બંધુ પોતાના પગપર ઉભો રહેવાને શકિતવાન ન થાય ત્યાં સુધી સ્વદેશી માલને વાપરવા અવટંકી

વ્રત ધારણ કરૂં. મારા અખીલ દેશમાં એ વ્રત ધારણ કરાવું. વિદેશી લાલચુઓને પોતાના દેશના સાદા પણ ટકાઉ માલને વધુ પસંદગી અપાવવા મારૂં તમામ જીવન સમર્પણ કરૂં.

ન્યાય૦—અને હું જો શ્રીમંત હોઉં તો દેશના કારીગરો, કૃષીકારો, કે જેઓ દેશ નૌકાના સુકનીઓ છે તેઓને હું ખુશામતી, લાલચુ ખાન બહાદુરો, ગોળ બહાદુરો, જે. પી ચેપીઓને મારા રામો-વડીયા નહિ, પરંતુ ને મેલાઘેલા મારા દેશના કારીગરોનેજ ગણું, હાલતાં ચાલતાં, નિદ્રામાં વિચારમાં સ્થળે અને ઘરે, તેઓની ઉન્નતિ અને તેઓના કલ્યાણનો જાપ જપવામાં મારી જીંદગીનો પળેપળ ઉપયોગ કરું. નિરાશ્રિતોને માટે જગેજગ મકાનો બાંધું, અને રોગીઓને માટે સ્વદેશી ઉપચારોથી મદદ કરૂં.

કર્મ૦—અને હું જો શ્રીમંત હોઉં તો બંગલાઓ, બગીચાઓ અને મોટ-રોની સફરોને તિલાંજલી આપું. ડિનર પાર્ટીઓ મીજલસ અને વરઘોડાઓની કૃત્રિમ મોજશોખો માટે થતી લાખો રૂપીયાની બરબાદીનો અટકાવ કરૂં, અને તે બચેલા તમામ પૈસો દેશના ભવિષ્યના શહેરીઓ, મારા બંધુઓને તેમજ દેશની આધારભૂત, ઉન્નતિની ઉજ્જવળ પ્રતિમા, રત્નની ખાણભૂત દેશની માતા-ઓને કેળવવાને, સ્થળે સ્થળ રાષ્ટ્રિય શાળાઓને સ્થાપિત કરૂ સ્થાપિત થયેલીને પોષું. યા નવીન સ્થાપન રને મદદ કરૂં, જેથી મારો દીન દેશ અવનતિની અધોગતિમાં સડતો અટકી, ઉન્નતિના સુવર્ણ શિખરે ચડીને સુખના ઝુલણે ઝુલતો નીરખી હું કૃતાર્થ થાઉં

સત્ય૦—સમજ્યા શેઠજી ! ખરો શ્રીમંત તે છે. ખરૂં જીવન તે છે. ખરો ધર્મ તે છે.

લક્ષ્મી૦—( સ્વગત ) આ મેં શું સાંભળ્યું ! શું હું આજ દિન સુધી અંધારામાં હતો ! શું હુ કેવળ સ્વાર્થસાધ્ય પશુજીવન ગુજારતો હતો ? ધિક્કાર છે મારી જીંદગીને ! શરમ છે ! લ્યનત છે, મારા જેવા દેશના ભલાને માટે આંખ મીચાંમણા કરનારા એકલા પેટ ભરૂ શ્રીમંતોને ! મહાશયો ! માફ કરશો. આપે મારા જીવનમાં કંઇક નવીન રસ રેડયો છે; આપના બોલે બોલ મારા અંતઃકરણમાં કોતરાઈ રહ્યા છે. એટલુજ નહિ પરંતુ હું સમજી શકયો છું અને માનુ છું કે સાચી કમાઇ તેનીજ છે કે જેનો એકેએક પૈસો સત્ કાર્યમાં વપરાતો હોય. પોતાની જીંદગીની ઘડીએ ઘડી દેશના કલ્યાણાર્થે સમર્પિત હોય. મારી દશ લાખની પુંજીમાંથી અરધો અરધ મારા દેશને અર્પણ કરૂ છું. એવી આશાએ કે તેમાંથી દેશનાં બાળકો કળાકૌશલ્ય હુન્નર અને ઉદ્યોગથી વિભૂષિત થઇ એક સારા શહેરી તરીકે બહાર પડે, પોતે ઉજ્વળ બની દેશને ઉજ્વળ કરે.

સત્ય૦—ધન્ય છે ! આર્ય વીર તમોને ! જો તમારા જેવા શ્રીમંતો દેશ—દાઝ હૈડે ધરતા થશે, અને તેઓનો પાણીને મુલે બરબાદ થતો અઢળક પૈસો, તમારા માફક સત્કાર્યમાં વપરાશે તો અમો હિમ્મતથી કહીએ છીએ કે દેશનો ઉદય મુઠીમાંજ છે.

દેશનેતાઓ૦—બોલો બોલો શ્રી ભારત માતાનો જય.

ગાયન.

એક દિન એવો આવશે

સહુ વીર નર મળી દીન જનને, હામ ધરી ઉદ્ધારશે-એક.

પર કાજ ખરચી પ્રાણ ધન, ઇતિહાસમાં અમર થવા,
લેવા યશસ્વી કીર્તિ ધન, સૌ દીન જનને તારશે-એક.

દઈ અન્ન વસ્ત્રો દેશનાં, એ દીન બધુ બ્હેનને,
અમૃત સમી શાન્તિ અનેરી, ત્યાંજ સહુ રેલાવશે-એક.

રક્ષણ કરી સહુ દીનનું, હુન્નર સુવિદ્યા આપીને,
બોલી બતાવીને નહિ પણ, કાર્ય કરી દેખાડશે-એક.

કળીકાળમાં પણ હિંદમાં બહુ, ભકત એવા પાકશે,
સર્વે જનાઃ સુખીનો ભવન્તુ, સિદ્ધ મંત્ર ગજાવશે-એક.

શાંતિ! શાંતિ!! શાંતિ!!!



## ધી બઝારગેટ અઁગ્લો વર્નાકયુલર સ્કૂલમાં
# શિક્ષક અને શિક્ષણની વ્યવસ્થાઃ-



(૧) વીસ વરસથી શિક્ષણનુ કાર્ય કરનાર હેડ માસ્તર.

(૨) ટ્રેન્ડ થયેલા ઉત્તમ અને અનુભવી શિક્ષકો.

(૩) અગ્રેજી શિક્ષણ માટે અનુભવી ગ્રેજ્યુએટો.

(૪) ડ્રૉઇંગ ડ્રીલ અને મ્યુઝીક માટે સ્પેશ્યાલીસ્ટ શિક્ષક.

(૫) ક્રિકેટ માટે એક ખાસ શિક્ષક રોકવામા આવ્યા છે, કે જે સ્કૂલના ક્રિકેટના સાહિત્યો વડે એસ્પ્લેનેડ મેદાનમા દરરોજ સાજના પાચથી સાડ છ સુધી ક્રિકેટ શીખવે છે.

(૬) નાના બાળકો માટે લાવવા લઇ જવાની ખાસ ગોઠવણ.

(૭) સ્વચ્છ હવા અને પુરતા ઉજાસવાળુ ટ્રામના રસ્તાથી નીરાળુ તદ્દન નવુ મકાન.

(૮) એ ઉપરાત મોટા ખર્ચે શિક્ષણને લગતાં પૂરતાં સાહિત્યો તૈયાર કરવામાં આવ્યાં છે.

### પોતાનાં બાળકને
### શરૂઆતના શિક્ષણ માટે
# સ્કૂલમાં મૂકનારવાળી પ્રત્યે.

અમારી ધી બઝારગેટ એ વી. સ્કૂલમાં બાળવર્ગ માટે મોંટેસરી શિક્ષણ મુજબનો કલાસ ચાલુ છે. જેમાં ચાર વર્ષ સુધીનાં દરેક બાળકને દાખલ કરવામાં આવે છે. શરૂઆતમાં અનુકુળ સાહિત્યોવડે આંખ, કાન, મગજ, ચામડી વિગેરેની શકિતઓને ખીલવવામાં આવે છે; અને ત્યારબાદ ઘુંટાવ્યા સિવાય નવી પદ્ધતિથી અક્ષરજ્ઞાન આપવામા આવે છે; કે જેથી કરીને બાળક ઘણા થોડા વખતમાં રમતગમત સાથે પહેલા ધોરણમાં આવી શકે છે. શિક્ષણની શરૂઆતમાં નાનાં બાળકોની શકિતઓ ખીલવવી અને ત્યારબાદ અક્ષરજ્ઞાન આપવુ એ રીત આવકારદાયક છે એમ અનુભવથી સિદ્ધ થએલું હોવાથી અમારે ત્યા એ રીતથી શિખવવામા આવે છે. ગ્રહસ્થોને એક વખત સ્કૂલમાં પધારી જાતે ખાત્રી કરી જવા વિનતિ કરવામાં આવે છે.

હેડ માસ્તર

ધી બઝારગેટ એ વી. સ્કૂલ.

મુદ્રક—ગિરિજાશંકર ભગવાનજી જોશી જોશી આર્ટ પ્રી. વર્ક્સ,
૭૭-૭૯ બઝારગેટ સ્ટ્રીટ કોટ મુંબઈ
પ્રકાશક—રામકૃષ્ણ જેઠાલાલ જોશી હેડ માસ્તર બઝારગેટ એ વી સ્કૂલ, મુંબઈ.